सत्यवादी महाराजा

# हरिश्चंद्र नाटकनां गायनो.

વાંકાનેર આર્યહિતવર્ધક નાટક કંપનીને માટે.

રચીને પ્રસીદ્ધ કરનાર,


રાવલ ત્રંબકલાલ દેવશંકર

તથા

ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર.

વાંકાનેર આ. હિ. વ. ના. કં. ના મેનેજર.



આવૃત્તિ ૧ લી. નકલ ૨૦૦૦.



અમદાવાદ.

ધી કાંટે શેઠ મોતીલાલ અમરતલાલના ડેલામાં યુનીયન પ્રીન્ટીંગ પ્રેસમાં ઘેલાભાઈ નરસીદાસે છાપ્યાં.

સંવત ૧૯૪૪ સને ૧૮૮૭

કીમત બે આના.

# अर्पणपत्रिका.

## ધર્મ ધુરિંધર પ્રૌઢપ્રતાપી રાણા શ્રી ૭

## અભેસીંગજી માધવસીંગજી.

સ્થળ—ગુંદીયાળા.

**મનહર.**

કિર્તિનો પ્રવાસ વાસ, આર્યભૂમીમાં કરીને;
પોતે ધર્મરાજ વત, ન્યાયમાં થએલછો.
રૂડા ગુણવાન તમે, પરમછો મિત્ર મા'રા;
પ્રિતી રીતી કેરા નેક, ટેકમાં પો'ચેલછો.
સ્નેહ અન્યોઅન્ય કેરો, અતિ ધારો જામવાથી;
અતિશય પ્રેમ કેરા, ભાવના ભરેલછો.
માટે આ પુસ્તક કરી. અર્પણ જણાવું આજ;
આપતો અભયસિંહ-હૃદય ઠરેલછો.

એજ વિનંતી.

**ત્રંબકલાલ દેવશંકર રાવળ,** તથા
**ત્રંબકલાલ રામચંદ્ર ત્રવાડી.**
વાંકાનેર.

३३०१

श्री

# सत्यवादी

# महाराजा हरिश्चंद्रनां नाटकनां गायनो.

સર્વપાત્રો— રાગ કલ્યાણ. (અંગ્રેજી રાહ)

સ્વદેશી સજ્જનોની પાસ, આર્ય ભુમી ભૂપનાં;
વર્ણવી ચરિત્ર પ્રીતથી, ખચિત નૃપનાં. ટેક.
સર્વ ભૂપ માંહી શ્રેષ્ટ, ન્યાય નીપુણ ને ઉદાર;
સૌર્ય દયા શાંતી ધ્રતી, સત્યનો પસારનાર. સ્વદેશી૦
કુમતિ વીદારનાર; સુમતી ધરાવનાર;
સ્વદેશ હીત ધારનાર; કામ ક્રોધ મારનાર. સ્વદેશી૦
એવો જે ત્રીશંકુ પુત્ર, વંશને શોભાવનાર;
તેહનું ચરિત્ર ભાવથી, ભજાવીયે અપાર. સ્વદેશી૦
દાની એ સમો નહીં કો, ભર્ત ભુમી ભૂપમાં;
સુર પુર નેક ટેક, શુદ્ધ ક્ષત્રી રૂપમાં. સ્વદેશી૦
અલ્પમતિથી અમો, આર્ય બંધુઓની પાસ;
નવીન ખેલ ભજવી આજ, મનમાં ધરી હુલાસ. સ્વદેશી.
ઉભય કરજોડી અમો, નામી શીશ ઈશ પાય;
વિઘ્ન દુર કરી સુભ, કાર્યમાં સહાય થાય. સ્વદેશી૦

# પ્રવેશ ૧ લો.

## સ્થળ—ઇંદ્રની કચેરી.

**નારદ**—(પ્રવેશ કરીને) **રાગ આશાગોડી.**

જશ જગદીશના ગાજે, સમજ મન જશ જગદીશના ગાજે૦ ટેક
માતને તાત ભ્રાતને ભગીની, ભવમાં ન ભુલી ભમાજે. સ૦
વીધી સંયોગે આ સકળ જગતની, ખુબીમાં ધ્રોડી ન ધાજે. સ૦
વ્યર્થ જગતની રચના જાણી, હરી હેમ જાણી લોભાજે. સ૦

**ઇંદ્ર**—(પૃથ્વીમાં સત્યવાદી રાજા કોણ છે તેવું નારદ પ્રત્યે પુછેછે.)

**રાગ બીહાગની લાવણી.**

કરૂં વિનતી હે મુનીરાય, લીયો દીલ ધારી;
થઈ શંકા મુજને આજ, ઉરમાં ભારી.
કરો અટણ તમે આ, સકળ જગતની માંહી;
તેથી હું પુછું આજ, આપને આંહી.
આ ભુમંડલની માંહ્ય, સહુ ભૂપોમાં;
કોણ સર્વ ધર્મમાં શ્રેષ્ટ, ન્યાય રૂપોમાં;
તે કહો સવીસ્તર વાત, મુની મુજ પાસે;
કોણ સત્યવાન નૃપ, કહો આપને ભાંસે.

**નારદ**—(ઇંદ્ર પ્રત્યે.) **રાગ ઉપરનો.**

હે સુરેશ આજે, નમૃ થઈને મુજને;
કરે પ્રશ્ન અરે આવાર, કહું સુણ તુજને.
આ ભુમંડલની માંહ્ય, સત્યવાદી તો;
છે અવધપતિ હરિશ્ચંદ્ર, નહીં બીજો કો.
ને પુત્ર ત્રીશંકુ તણો, સત્યનો સ્નેહી;

સહુ નૃપ વર્યોમાં, શ્રેષ્ટ ગણું હું એહી.
કરે અદલ પ્રજાપર ન્યાય, દેશમાં પ્રીતે;
ગણી રંક રાય સમ તુલ્ય, દંડ દે રીતે.

---

## પ્રવેશ ૪ થો.

### ( સ્થળ—હરિશ્ચંદ્રની કચેરી. )

**હરિશ્ચંદ્ર**—( મહારાજ માફ કીજીયે એ રાહ. )

નીતીથી ભિતી રાખીને વર્તો સર્વે જન,
દુખ હરી સુખ કરશે જાણો નિશ્ચે મન; ટેક.
નીશ દીન ધ્યાન ધરો સત્યતાનું ભ્રાત,
સત્યતા અપાર દુખદાઈ જાણો તાત. ની.
સુજશ ભવ્ય જામશે અખીલ વિશ્વમાં,
અનીતિ ત્યાગ કરો રાખી ટેક મનમાં; ની.
ધર્મ સ્થાપો દેશમાંહી સત્યતાથી વીર,
શુભ કરવા સદાય સત્ય સજો ધીર. ની.

**સત્યકીર્તી**— ગીતિ.

અસત્ય અરીનો આપેં, સત્યરૂપ સરધરી અંત આણ્યો;
ખળ દળને ખંખેરી, પ્રજા પ્યાર પૃથીનાથ પરમાણ્યો;

**વનવાશીયો**—( વીશ્વામીત્રની આજ્ઞા પ્રમાણે કહેછે. )

### કાલીંગડાની લાવણી.

સત્યવાન હરિશ્ચંદ્ર દયાલુ, આશીરવાદ હમ દે તુજકો,
કૌશીક મુની જો ગુરૂ હમેરા, તેરી પાસ ભેજે હમકો.
કરે રાજસુ યજ્ઞ મુનીશ્વર, પ્રીત ધરી ઉરમેં ભારી;

તાત પઠાયે સુવર્ણ લેને, હમકો ભુપતિ દીલ ધારી.

**હરિશ્ચંદ્ર**—(વીશ્વામીત્ર લક્ષભાર સુવર્ણની યાચના કરે છે તે વખત.) **રાગ પીલુ.**

હર્ષે ધરી કરૂં કાજ ઉમંગે, આપું સુવર્ણ અતી ઉછરંગે; ટેક

ધન્ય દીવસ આજ મારો પ્રમાણું,
કાજ આવે મુજ શુભ પ્રસંગે. હર્ષ૦
આપ કૃપાલુ પ્રતાપે હું આજે,
કૃતારથ જન્મ ગણું સત સંગે. હર્ષ૦
દીન જનોનો હું દાસ સદાછું,
આજ્ઞા પાલું કૌશીક ઉછરંગે. હર્ષ૦
ક્ષણભર પણ કરૂં વાર નહીં હું,
કાજ આવે જર આજ સુસંગે. હર્ષ૦

**શીકારીઓ**—(વીશ્વામીત્રના ઉત્પન્ન કરેલા પ્રાણીઓનો નાશ કરવા તૈયાર થઈ આવેછે.)

**ઇંગ્રેજી વાજામાં ગવાતો રાગ.**

ચાલ્યો યુધ કાજ આજ, સૌ થઓ તૈયાર ભ્રાત;
હસ્ત ગ્રહી ખડગ મારો, જોરથી પશુની જાત. ટેક.
લાગ લૈ વીચારી તીર, તાકી મારો તનનન;
ભોંયથી ભરાઈ ભારી, ગોળી મારો ગનનન. ચાલો૦

---

# પ્રવેશ ૫ મો.

**તારામતિ**—(દાસીપ્રત્યે.) **રાગમાઢ.**

સ્વપ્ન દુઃખ દાઈ થયું, પ્યારી મુજને આજ;

પ્યારી મુજને આજ, લાગે વિશ્વત સૌ સમાજ. ટેક
જાણે પ્રાણનાથે સોંપ્યું, કોઈ રૂષીને રાજ તાજ;
ધર્યો ભેખ ભાવે અંગમાં, એક. સત્ય પાળવા કાજ. સ્વપ્ન૦
વનમાં ફરે સહુ, કુટુંબ મુજ સાથ;
સહે દુઃખોના સમુહ, પારા વાર થઈ અનાથ. સ્વપ્ન૦
સ્વપ્ન તણી વાત યાદ, કરતાં લાગે જ્વાળ;
થર થર કંપે કાય મારી, સહાય થાજે દયાળ. સ્વપ્ન૦

**સવું૦— રાગ ભેરવી.**

હે મમ માતુ શોચ ન કરશો, જગકર્તાનું ધ્યાનજ ધરશો. ટેક.
સ્વપ્નની વાત સત્ય નહીં જાણો, સત્ય વદું હું આપ પ્રમાણો. હે૦
સ્વપ્નની માંહી વંધ્યા જે નારી, પામે પુત્ર અતી સુખકારી. હે૦
સ્વપ્ને પામે નિર્ધન ધન, સ્વપ્ને રંક બનેછે રાજંન. હે૦
જાગ્રત થાતાં કશું ન નીહાળે, થાયે વ્યાકુળ પછી દીલ બાળે. હે૦
તેથી સત્ય ન સ્વપ્નની વાત, કાંઈ ન કરશો બાઈ કલ્પાંત. હે૦

**તારામતિ—**( દાસી પ્રત્યે ) **રાગ બીલાવર તાલ દાદરો.**

પીયુ વિના પડે, ચેન પ્રીયે નહીંરે.
જીવનહાર આવે જેવાર, ભેટી અપાર કરૂં દેદાર પ્રેમથી અહીંરે–ટેક.
પલ પતિ વીના, યુગ સમીં થઈરે તર્ક થાય;
દીલની માંય નહીં ખમાય, શુંય થાય ક્યાં જઈ કહુંરે. પીયુ૦

**દીંડી,**

સુણ પ્યારી કહું વાત દીલ ધારી, થાયે તર્કને વીતર્ક મુને ભારી;
પામું ક્ષોભ હું અપાર પ્રીયે મારી, સુણ પ્યારી કહું વાત દીલ ધારી.
શુકન માન્ય બેની આજ મુને થાયે, વહે નીર ચક્ષુથી ને કંપે કાયે;
મારા તર્ક હય બીન, લગામે ધાયે. સુણ પ્યારી૦

તેથી આજ્ઞા કરૂં આજ પ્રીયે મારી, જલદી જૈબોલાવ પ્રાણ પતી પ્યારી
કરી દર્શ પામું હર્ષ સ્નેહ ધારી, સુણ પ્યારી૦

**સચું૦— રાગ ઇંદ્રસભાનો,**

આપનો અપાર પ્યાર શુદ્ધ સ્વામી સાથ;
ક્યાથી વર્ણવી શકે, મતી મારી અનાથ.
આપછો પવિત્ર ધર્મમાં હમેશ બાઈ;
પતિ શેવ માન કાંઈ, રાખો ન્યુનતાઈ.
આપ પ્રાણનાથ ગણો, ઇશના સમાન;
છો હમેશ પતિ ભક્તિ, માંહી ગુલતાન.
જાવું હું આવાર, રાજમહેલની મહીં;
ત્વરીત આવું ભૂપતિને, તેડીને અહીં

**હરિશ્ચંદ્ર— રાગ કનરો.**

ચંદ્રવદન તુજ નીરખીને પ્યારી,
જન્મ કૃતાર્થ ગણું પ્રીયે મારી. ટેક.
તુજ મુખ જોઈ જીવું હું જગમાં,
ક્ષણ નહીં દેખે બણું દુઃખકારી. ચંદ્ર૦
વાણી રશીક મૃગનયની તારી,
ગજગતી ચાલ અતી સુખકારી. ચંદ્ર૦
તુજ સમ નારી નહીં અન્ય કોઈ,
પતિવ્રત પાલણ મમ દીલધારી. ચંદ્ર૦

**તારામતિ— હોરી.**

ક્ષણ નહીં દુર કરો મુજ, જીવનપ્રાણ આધાર. ટેક.

સ્રીનો ધર્મ પતિ પ્રતિ શું છે, તે હું સરસ્વ જાણું;
ઈશ ગણી કરૂં સેવા સરસ હું, સત્ય વચન પરમાણું. ક્ષણ૦
આપ તણાં પ્યારા દર્શન કરતાં, હર્ષીત ઉરમાં હું થાઉં;
ક્ષણ ભર દુર રહો જ્યારે પ્યારા, દુઃખરૂપ દધિમાં ડુબાઊં. ક્ષ૦

**હરિશ્ચંદ્ર—** **બનજારા લાવણી.**

જવું વીકટ વનમાં પ્યારી, ત્યાં નહીં અવાયે નારી. ટેક.
નહીં સુખ શાંતી ત્યાં લેવી, નહીં વિનોદ વાતો કેવી;
વનમાં ફરવું દુઃખ ભારી, ત્યાં નહીં અવાયે નારી. જવું૦
ક્ષણું વિરામ ત્યાં નહીં લેવો, નહીં મળે મીષ્ટ ત્યાં મેવો;
આ કથન કહું હીતકારી, ત્યાં નહીં અવાયે નારી. જવું૦

**તારામતિ**—(ઉદાસ થઈને.) **રાગ સોરઠ.**

ભરથાર ના નહીં કેશો, ગણી દીન પ્રીયા સંગ લેશોરે. ટેક.
વિયોગ આપનો સહું નહીં હું, પીયુ નએ દુઃખ દેશોરે; ભરથાર૦
પવીત્ર પતિવ્રત ધર્મ છે મારો, તેથી દુરે નહીં રેશોરે ભરથાર૦
કરગરી વિનતી કરૂં પ્રાણ પ્યારા, અરજ ઉરેં આ ધરશોરે. ભર૦

---

# પ્રવેશ ૮ મો.

## (સ્થળ—અયોધ્યા પાસેનું ઉપવન.

(પોતાની પ્રજા ઉપર જંગલી પ્રાણીઓની આપત્તિ પડતાં તારામતિ પ્રત્યે.) **રાગ બીહાગની લાવણી.**

સુણ પ્રાણ પ્રીયા મુજ વાત કહું આ વારેં,
કેમ દયા તજી જગદીશ દાયે દુઃખ ભારે;
નહીં ચુક્યો સ્વપ્ને સત્ય વાત કહું સાચી,

નહીં પરવીતદારા મહીં દ્રષ્ટી મુજ રાચી.
કોઈ ગૌબ્રાહ્મણને દુ:ખ કદી નહીં દીધું,
કોઇ સંત સાધુને કષ્ટ નહીં મેં કીધું;
તો ભય ભારી શીદ દાયે પ્રભુ આ વાર,
તુ જગકર્ત્તા છે દાસ દુ:ખ હરનાર.

**તારામતિ—** રાગ ઉપરનો.

નહીં શોચ કરો લવલેશ પીયુ મુજ પ્યારા,
ધરી હીંમત થાઓ સ્વસ્ત પ્રાણપતી મારા;
નહીં ઈશ કરે કો વાર અનીતી સ્વાંમી,
હું સત્ય વદું ભરથાર કહું શીર નામી;
છે સત્ય સહુના નીભાવનાર દયાળુ,
એ રાખે સૌની લાજ ભક્ત પ્રતીપાલુ;
તે દ્રઢ નીશ્ચય કરો આપ -હૃદયમાં નાથ,
ધરો હિંમતથી આ વાર ખડ્ગ પીયુ હાથ.

**હરિશ્ચંદ્ર—** રાગ ઉપરનો.

તુજ સત્ય વચન આ વાર પ્રીયા પરમાણું,
પણ ઈશ ધરે નહીં લેશ દયા એ જાણું;
નથી સત્ય વચનની અરજ શ્રુતીમાં ધરતો,
કેમ દાંભીકને દુ:ખ પુંજ શીરે નથી ધરતો.
જે થયું પ્રમાણીક દીયે તેને દુ:ખ ભારી,
શી ગહન ગતી છે અરે જગતપતી તારી;
દુખદાઈ સ્વપ્ન અતી થયું પ્રીયે પ્યારી,
જોઈ વીચારી પામુ ક્ષોભ દીલમાં ભારી.

મુજ તર્કરૂપી હય બીના લગામે ધાય,
કંપે તેથી આકાય હૃદય ગભરાય.

**રૂપસુંદરી**— (હરીશ્ચંદ્ર પાસે ગાયછે.)

**સત્યકીર્તી**—(વારાંગનાની અસત્ય માગણી સાંભળીને જુસાથી તે પ્રત્યે.) **ગીતી.**

મહીપતી મણીરૂપ પાસે, આવાં વચનો વરાંગના ન કહો;
જવાહીર પનાદીક, વળી આભૂષણ મન ગમતાંજ લહો.

**હરીશ્ચંદ્ર**—(વિશ્વામીત્રને ક્રોધ યુગ્ત જોઈ.

**ગીતી.**

હે રૂષીવર આ દીનપર, રોષ તમો શીદ કરો પ્રભુ આજ;
પક્ષ કરો શા માટે, અધમ મનુષ્યો તણી માહારાજ,
(વીશ્વામીત્રનો ઘણો ક્રોધ જોઈને) વીધીનાં કાંમ છે કેવા. એરાહ.
કરૂં વીનતી સુણો રૂશીરાય, કરૂં ન અધર્મ તણો હું ઉપાય. ટેક.
કદી આકાય ચીતાની માંય, જલાવો તોય ખુશીથી ખમાય;
કદી શીર જાય તો શું થાય, કરૂં ન અધર્મ તણો હું ઉપાય. ક૦
કરો આ કાય તણા ચુરા, ડસે પુન્નાગ અતી બુરા;
કદી આ રાજ સુખેથી જાય, કરૂં ન અધર્મ તણો હું ઉપાય. ક૦

**ગીતી.**

મહા દુશહ દુખ આવી, પડે રૂષીવર મુજપર બહુ વાર;
પણ જે વચનજ આપ્યું, ફરે નહીં મુજ સત્ય નીરધાર.

**સદર.**

સુખ સમ્રધી મારી, રાજપાટને અવાસ આ વખતેં;
સંકલ્પે કરી આપું, સ્નેહ ધરીને તમે ગ્રહો હસ્તેં.

**સત્યકીર્તી**—(લુગડાં ઉતારેછે હરીશ્ચંદ્ર તેને.)

## ગજલ. સારંગની.

ક્ષમા કરો મહારાજ કરૂં, વીનતી ધ્યાન ધરો;
ધર્મરૂપ થઈ આમ, અનર્થ શું આચરો. ટેક.
રાજપાટને સુખ સાહીત્યો, સોંપ્યાં આપને આજ;
અંગ વસ્ત્ર લેવાં ન ઘટે, આપને શીરતાજ. ક્ષમા.
રાજ્ય મળ્યુંછે આપને, હવે કમીં શી રહી;
ઉતરાવો નહીં અંગ આભ્રણ, વીનવું હું અહીં. ક્ષમા૦
કરગરૂં દીન થઈ, દ્રષ્ટે ન જોવાતું;
લાય લાગેછે ઉરમાં, નથી આ દુઃખ સેવાતું. ક્ષમા૦
વપ્ર દીધો વીધીયે, શીદ આ કૃત્ય જોવાને કાજ;
અનાથ હાય માયાળુ મારો, બણ્યો શીરતાજ. ક્ષમા૦

**હરીશ્ચંદ્ર—** રાગ સદર.

શોચ કરે શા કાજ પ્યારા, હે પ્રધાનતું. ટેક૦
વીશ્વામિત્ર જેવા દયાળુ, રાજની ઈચ્છા ધરે;
કોણ માત્રછે રાજ મારૂં, માટે ન ખેદ કરે. શોચ૦
સત્ય જાળવતાં કષ્ટ કદી, પામું તોય શું;
હર્ષથી આ અંગના, આભ્રણ આપું હું. શોચ૦
રાજની કે સતાની હું, દરકાર રાખું નહી;
પણ તુજ ખેદ જોઈ હું, નીરાશ થાઊં અહીં. શોચ૦

**હરિશ્ચંદ્ર**—(વીશ્વામીત્રને પોશાક તમામ ઉતારી આપતાં વસ્ત્રને) **મરેઠી ચાલની સાખી.**

પ્રાણથી પ્યારાં ગણી ઘણા દીન, અંબર અળગાં ન કીધાં;
પણ આ સમયે સત્ય જાળવવા, કૌશીકરાયને દીધાં.
લીધા લાવો ઘણા અંગે લપેટી, પણ હવે તમે દુર થાઓ;

કૌશીક મુની સંગે તખ્તે બીરાજવા, પ્રેમ ધરી પ્રીયે જાઓ.
ખેદ કંઈ નહી ઉમરમાં ધરશો, સત્ય વદું હું વચન,
સુખ ઉપાવી રંજન કરજો, કૌશીક મુનીનું મન.
કુંડલ કીરીટહે પેચપ્યારા તું, હવે ન મુજપર શોભે;
ગુરૂ તરફથી મળી પ્રસાદી, અમુલ્યમાં મન લોભે.
પ્રાણ પ્રીયા મુજ આવ્ય અંદરથી, લજ્યા તજી નીરવાણ;
સત્ય કારણ આપ્ય કૌશીક મુનીને, અંબર સરવ સુજાણ.

**તારામતી**—(પ્રવેશ કરીને) **રાગ સદર.**

આપ આજ્ઞાથી આપું અલંકાર, વાર ન કરૂં પતી કાંઈ;
અંબર અંગેથી અલગા કરી અરે, અરપું મુનેશને આંઈ.
પણ અરે હાયે આશો અજાયબ, બનાવ ભયભીત ભાસે,
ભગવે વેશેં જોઈ પ્રાણપતીને, છાતી ચીરાઈ ચીરાશે.

( અલંકાર ઉતારતાં ) **ગીતી.**

મણીમય માળા મારી, મહર્ષી પાસેં માહાલ જઈ તુંતો;
સત્યપણું જાળવવા, ઉદાશી તેથી થઊં નહીં હુંતો.
પ્રીયે અલંકારો મુજ, અલગ થઓ આ વખતે અંગેથી;
સત્યાંબર મેં ધાર્યાં, અસત્ય આભ્રણ તજ્યાં સું સંગેથી,

---

# પ્રવેશ ૯ મો.

**હરીશ્ચંદ્ર**—( પોત્તાની પ્રજાને ધૈર્યતા આપેછે.)

**(લાવણી.)** પૈસે જેસી ચીજ એ રાહ.

**હે સદ્ગ્રહસ્થો અવધપુરના, સ્નેહ સહીત સહુ આવારૈં;**
**વળાવવા આવીને કીધો, આભારી મુજને ભારે.**

ખરો પ્યાર પરખાવ્યો સર્વે, હવે જઓ તમે નીજ ધામ;
સ્નેહી સહોદર મહી રહીને, દીયો દીલને વીશ્રામ.
ખેદ કર્યાનો વખત નથી આ, દીર્ઘ વીચાર કરો દીલમાં;
મુજથી કાંઈ દોષ થયો તો, માફ્ કરો સહુ નીજ ઉરમાં.
હવે ભૂપ હું નહીં તમારો, બણ્યો હવે જંગલ વાશી;
ખરા ભૂપ તમારા જાણો, કૌશીક રૂષી છે સુખ રાશી.
ભૂપ પ્રત્યે શો ધર્મ પ્રજાનો, વીચારી સંપે રહો સહુ સાથ;
કૌશીક મંન રંજન બહુ થાએ, તેવું કરવા બીડો બાથ.
ધર્મની રાહેં કૌશીક સંગે, ચાલી તમે સહુ નરનારી;
સુકૃત કરશો આ જગમાંહી, તો થાશો સહુ સુખકારી.
સુખદુખ નીરમ્યાં પ્રાણ સંગાતે, વખત છાય પલટી જાયે;
રાજા રંક બનેછે પલમાં, પલમાં રંક બણે રાયે.
વીધીયે લેખ લખેલ લલાટેં, કદી કોઈથી ફરે નહીં;
માટે ખેદ તજી સહુ જાઓ, પુરમાં નીજ નીજધામ મહીં;
સત્યનેં કારણ આ આફતમાં, આવી પડયાં અમેં આવારેં.
રાજ્ય પાટથી ભ્રષ્ટ થઈને, નીરાધાર બનીયાં ભારે;

( જંગલ વસાવ્યું જોગીયે એ રાહ. )

પ્રાણ થકી પ્યારી પ્રજા, છોડી સર્વનો સ્નેહજી;
દોશની માફી માગી જઉં, તમોને દઈ છેહજી.
રાજ તજ્યું કાજ સત્યને, ટેક
દીર્ઘ વીચારો પ્રજા તમો, ખેદ નવ કરો લેશજી;
સત્યને કાજે આજતો, અમો જાઈ વીદેશજી. રાજ૦

**૧ માણસ—**

છેહ દીયો શીદ ભૂપતી, એક વિપ્રને કાજજી;

ભગવાં ભયાંનક જોઈને, ભેદાયે કાય આજજી.
રાજન છોડો મહીપતી.
સુઘ્ર વીવેકી છો રાયજી, શાણા આપ સુજાણજી;
વીપ્ર થકી કેમ ચાલશે, રાજકાજ મંડાણજી. રાજ૦

**હરીશ્ચંદ્ર.**

કૌશીક રાય સુપાત્ર છે, દેશે સુખ અપારજી;
બાળ સમાન ગણી અતી, પ્યાર કરશે પસારજી.રાજ૦

**૨ માણસ—**

ક્ષત્રી થઈશું વીપ્રથી, ભય પામો અપારજી;
યોગ્ય નથી સુરવીરને, થવું આમ નીરાધારજી. રાજ૦

**હરીશ્ચંદ્ર—**

અરી દલેં રાજ લીધું નથી, નથી હાર્યો હું હાંમજી;
સત્ય જાળવવા આજ મેં, ભેખ ધરી તજ્યું ધાંમજી. રાજ તજ્યું૦

**૨ માણસ—**

એ ન કહો સત્યવાન હે, પ્રજાપાલ ભૂપાલજી;
કીધો અચાનક કેર આ, કરવા અમનેં બેહાલજી. રાજ ન છોડો૦
આપ જેવા જ્યારેં ભૂપતી, તજી સુખ જાયે વંનજી;
જીવીને શું કરી જગતમાં, કરીં હવે દેહ પતંનજી. રાજ ન છોડો૦

**હરીશ્ચંદ્ર—**

વખતો વખત હું પ્યારી પ્રજા, કરૂં વીંનતી થઈ દીનજી;
પુર પ્રતી જાઓ સહુ અરે, થાઓ દુખમાંન લીનજી. રાજ્ય તજ્યું૦
સત્ય કારણ મુજ શીશ આ, જાયે તોયે શું થાયજી;
પણ નવ છોડું હું સત્યતા, ભેદાયે દુઃખેં કાયજી. રાજ્ય તજ્યું૦

**તારામતી**—વળાવવા આવેલ સ્રીયોને રજા આપે છે.

## સોરઠની ગજલ.

જાઓ ધામ આપ સહુ અરે, સુજ્ઞ સ્ત્રીયો હું વીંનવી કહું. ટેક.
અમ કાજ આજ દુખી થઈ, શીદ બાળો દીલ પ્રીયે સહુ,
રાજપાટ સુખ સમાજ સૌ, તજી સંપતી હીણભાગ્યથી,
જાઈ આજ વીકટ વંનમાં, બણ્યાં અતીથી અમો આજ સહુ;
સાર્યું શત્રુનું કામ વીધીએ, લખીયા લેખ અવળા લલાટમાં.
સુખ સ્વપ્નવત કરી અમ તણું, નાખ્યું દુઃખ આ વખતે બહુ;
સત્ય કાજ આજ અમો અરે, જાઈ ટેક ધારી વીદેશમાં.
દીલગીર થાઓ ન દીલમાં, દુખ લેશ ધરશો નહીં કહુ;

**સત્યકીર્તી**—(પ્રવેશ કરીને) **ગાયન** (જફાઓરીતંમકો.)
અરે હે પ્રજાપાલ ન્યાઈનૃપાલ, તજી દીનને જાઓ ક્યાં હે દયાલ;
તમ વીણ આ પ્રાણ ક્ષણ ના રહે, અતી દુખના દીન કોને કહે.
જાણો મંત્રી હું આપનો નીરધાર, સુખે દુખે સંગે રહેવા તૈયાર;
આવે વખ્તે જો હું નસંગે રહું, ખરો હું કૃતઘ્ની મુખથી કહું.

**હરીશ્ચંદ્ર**— **સદર.**
અરે મીત્ર મારા ઉદાશી ન થા, ધરી ધીરથી પ્યારા સાવધથા;
નહી ખેદ ઉરમાં ધરે લવ લેશ, કર રાજ ન્યાઈ બણી તું વિશેષ.
કર સુખ સૌનીજ કુટુંબમાં, અમે તો હવે જાઈ જંગલમાં;
ધર્યો ભેખ આસત્ય કાજે ખરે, નહી ઉરમાં પ્યારા દુખતું ધરે,

**સત્યકીર્તી**— **મરાઠી ચાલની સાખી.**
એન વદો મુખે વાક્ય દયા નીધી, સુણતાં ઉપજે છે જ્વાલ;
પુત્ર મરે ભલે પતી મરે મુજ, થાય કુટુંબનો કાળ.
સગાં સમંધીને સર્વે સ્નેહીનો, થાય પરાજય આજ;
પણ ક્ષણ નહીં રહું આપથી જુદો, સત્યવાંન છો શીરતાજ.

કદી જો મુજને નગ્રમાં જાવા, કરશો આજ્ઞા મહીપાલ;
પ્રાણ તજું હું તુર્ત તે વારે, સત્ય જાણો હે દયાલ.

---

# પ્રવેશ ૧૦ મો.

## સ્થળ—ગોમતી નદીનો કીનારો.

**સાધુઓ**—(નદીને પેલે કાંઠે ઉતરતાં)

### લાવણી.

મન તું સમરન કર હરનાં, એક દીન હોવેગા મરનાં. ટેક૦
કાયા તેરી કદમકી છઈયાં, ભરોસા મત કરના ભૈયા;
પવનસેં પવન ગયા ચાલી, પીંજરા પડા રહ્યા ખાલી. મન તું૦
ઘોડા હસ્તી ને પાલખી, જાકી હુવાઈ દુવાઈ ચાલતી;
નગારાં નીસાણ ગાયા, સંગાતે કોઈ નહીં આયા. મન તું૦
ગાદી તકીયાપર બેસતો, સેજપલંગપર પોઢતો;
ખાણા સકરકા ખાયા, સંગાતે કોઈ નહીં આયા. મન તું૦
ઘરમેં પદમણી નારી, માતપીતા બેટા દીકરી;
ભાણેજ ભત્રીજા ભાયા, સંગાતે કોઈ નહી આયા. મન તું૦
ગાવે નરસૈયો બંકડો, જાકો જંગલમેં ઝુંપડો;
કરણી પોતાકી પાયા, સંગાતે કોઈ નહીં આયા. મન તું૦

**તારામતી**— **રાગ પીલુ.**

આ અવસરમાં કુટુંબ અમારે, વાસ કર્યો ગોમતીને કીનારે. ટેક.
વસેલ જેઓ માણેક મહેલે, વીકટ વેરાનમાં રખડે અત્યારે. આ અ૦
સુતેલ સુમનની સેજપલંગે, કંકર કંટક ઉપર સુતારે. આ અ૦
મહેલ મહીં ન ગમે દીપક વીણ, તીમીરમાં રઝળે છે સંકટ ભારે. આ અ૦
ભાતભાતનાં પકવાનો જે જમતાં, ભૂખ તરશ વેઠી ફરે વનમાં રે. આ અ૦

સાહન વીણ પળે પંથે નહીં કો, વીણઉપાને બળે તાપમાંરે. આ અ૦
આ દશા થઈછે સત્યની ટેકે,હીમત ધારી રહી સુખમાંરે. આ અ૦

**સત્યકીર્તી—** **.ગીતી.**

આશ્રીત પંથ થવાથી, થતો અતીશય શ્રમ જેને મનથી.
તેજ નૃપાલુ આજે, પુર્ણ બોજ આ સહન કરે તનથી.

---

# પ્રવેશ ૧૧ મો.

## સ્થળ—વીકટ વન.

**હરીશ્ચંદ્ર—**(પીસાચને) ગાયન આર્ય બાંધવો.

પ્યારા હે પીસાચ આજ, કરૂં વીનંતી તુજને;
ભક્ષ કર હર્ષ ધરી, ભાઈ આવી મુજને.

હું જેવો આ જગ્તમાંહી, દુખીયો હશે ન કોઈ;
તેજ દુખ ટાલવાને, આવ્ય આહી ધાઈ ભાઈ.

પ્યારી જે આ ઉભી મારી, પુત્ર પ્રાણનો આધાર;
તેને દુખ પુંજ નાંખી, મરવા હું છઉં તૈયાર.

**તારામતી—**(હરીશ્ચંદ્ર પ્રત્યે) **રાગ સદર.**

શું વદો કૃપાલુ સ્વામી, વચન આ બની અનાથ;
મરવાને તૈયાર હું છું, વીનવું જોડીને હાથ.

જોજે હે પીસાચ સુર, દુષ્ટ કરે નહીં કાજ;
અર્ધંગા એની છઉં હું, તેથી મુજ ખાય આજ.

**રોહીતાશ્વ—** **રાગ સદર.**

છોડી મુજ માત તાત, મરવાને થયાં તૈયાર;
જગ્તમાં જીવી કરૂં શું, ભક્ષ થાઉં આનીવાર.

**સત્યકીર્તી—**(પીસાચ પ્રત્યે) **રાગ સદર.**

ભુલતો નહી પીશાચ ક્રુર કરતો કાજ કહીં,

સત્યપાલછે ભૂપાલ, આંચ આપતો નહી.
મંત્રી હુંછું એનો વળી, કાય આન કાંમની;
તેથી ભક્ષ કરવા માર, ભાઈ ફાલ આમની.

**હરીશ્ચંદ્ર**—(વીશ્વામીત્ર પ્રત્યે **ગીતી**

કૈશીક મુંજને આજે, શ્રાપ દઈને ભસ્મકરો આપ,
સત્યધર્મ નહીં ચુકું, અનેક દુખો સહન કરૂં જાત-

**તારામતી**—હમકું છાંડચલે બનમાધુ એ રાહ.

પતી વીનારે પીયુ પત્નીની દશા, થાય કેવી કહુ યાદ કરીરે;
સુખ ન જુએ કોઈ જગતની માંહીં, ચેન પડે નહીં પ્યારા જરીરે. ટેક
પ્રાણપતી કાય જાતાં જે નારી, નીજતન જાળવવાનું કરેરે;
તેજ પતી વ્રતનારી પીયુ નહીં, પાપણી જાણવી તેને ખરેરે. ૫૦
આપની સાથે શું ધર્મ મારો, તે હું સરવશ્વ જાણુંછું પ્યારા;
તેથી રોકો નહી મુજને આવારે, શીશ નામી કહું હે પીયુ મારા. ૫૦

**રોહીતાશ્વ**— **ગીતી**

મુજને છોડી મરવા, નીશ્ચય કીધો આજ માતતાતે;
શું સુકૃત આ જગમાં, કરીશ ત્યારે મરૂં હુંજ જાતે.

**તારામતી**—રોહીતપ્રત્યે) **ગીતી**

સુર્યવંસ દીપક તુજ, થયા તર્ક આવી પતિમાં આવા;
-હદય વલભ તુજને તો, ઉછેરી મોટો કર્યો ન હોમાવા.

ઓધવજી સંદેસો એ રાહ

અવંસર આવ્યો આવો અતીશય અટપટો,
અગ્ની ઝાલે કર્યો આવડો કેરજો;
તેથી તેને શાંન્ત કરૂં હો માઈને,
વાલ્યું આણે પેલા ભવનું વેરજો. ટેક.

રોહીત રોમાં વાલા આ વખતે અહીં,
વેરી વીધાતાયે અવલા લખીયા લેખજો;
પણ તે સહન કર્યા વીણ છેડો છે નહીં,
કારણ અવલી પડી કર્મની રેખજો. અવ૦
તેં સંસારે જન્મી સુખ દીઠું નથી,
લાવો તેં પણ નવ લીધો મુજ સુતજો;
પણ શું કરૂં ત્યાં અવસર મુજને આ મલ્યો,
મુજને લેવા આવ્યો કાળનો દુતજો. અવ૦
સ્નેહ હવે પ્યારા મુકીદે મુજ તણો,
તુજ પીતુ સાથે સ્નેહ હવે પસારજો;
પ્રાણ થકી પ્યારો ગણીને તે પાળશે,
હસ્તગૃહીને સોપું હું આ વારજો. અવ૦
જન્મથકી હું સુધ રહી હું જો પ્રભુ,
તો મુજને તું આપ મોક્ષ આ વારજો;
લે ધોજારા અગ્નીભોગ તું માહરો,
હોમાઊં હું પ્રીતે વીશ્વાધારજો. અવ૦

**રોહીતાશ્વ—** **રાગ સદર.**

હેમમ જનની આ વેળા તું કયાં ગઈ,
આ હીણભાગી બાળ તજ્યો શા માટજો;
નીર્દય થઈ શું તું માયાળુ માવડી,
હોમી કાયા અગ્નીમાં આ વાટજો. હેમમ૦
રેંમ નહી શું આ સુતની ઉરમાં ધરી,
ક્ષણભરમાં આ ત્યાગ્યો તે સંસારજો;
હાય હવે આ જગ સાર્થક ઝેરી થયું,
વેરી સ્નેહી સહુ થયાં આ વારજો. હેમમ૦

હરી અરેરે આશી તારી છે ગતી,
કર્યો વીયોગી માત તણો નીરધારજો;
પુત્ર કહીને કોણુ અરે બોલાવશે,
લાડ લડાવે કોણુ અરે આવારજો. હેમમ૦
પ્યાર પસારણુ માયાળુ માતા વીના,
વીશ્વત લાગે વીશ્વ સકળ આ ઠારજો;
ધીક ધીકછે ઓ હાય અરે આ કાયને,
મરવું આથી સહસ્ત્ર ગણું સુખ કારજો. હેમમ૦
ભક્ષણ કર હે તું અગ્ની આ બાળનું,
કર તૈયારી લેવા મારો ભોગજો;
જ્યાં મુજ જનુની ત્યાં ભેટો કર સ્નેહથી,
કરજો પ્યારા વહની એવો જોગજો. હેમમ૦

**હરીશ્ચંદ્ર—** **ગીતી**

પુત્ર પત્ની વીણ મુજને, લાગેછે આ જગ્ત બધો ખારો ;
લે ધોજારા વહની, હર્ષીત આજે ભોગ લઈ મારો.

---

# પ્રવેશ ૧૨ મો.

## સ્થળ—કાશીપુરી.

**હરી૦ તારા૦ સત્યકીર્તી. ગજલ ધન્યાશ્રીની.**

કાપો કષ્ટ ત્રીપુરારી, સુણી સ્તુતી અમારી. ટેક.
દુખના સમુહ સહી, આવ્યાં સર્વે શર્ણુ તારી;
હવે તો ઉધાર કરી, આપો બચવાની બારી. કાપો૦
પીંડ આ અમારી કદી,જાશે તોયે શુંય થાશે;
પણ નહી સત્ય ચુકી, સત્ય વદી આપ પાસે. કાપે

દીનને વીશેષ દુખ, દેવાં ન ઘટે દયાલુ;
ખંડ ન થશે જગતમાંહી, માન તારૂં હે કૃપાલુ. કાપો૦

**હરીશ્ચંદ્ર—** **મેવાડો.**

હુંવેચુ પુત્રને પ્યારીરે,' આ વાર સત્યને કાજ. ટેક
પુરજન સૌ ગ્રાહક બણીને, આવો આજ આ દ્વાર;
ખંત ધરી આ દુષ્ટ વણીકનો, ખરીદ કરો માલ સારરે.આ૦
વીશ્વા મીત્રના રણથી મુક્ત, થાવા કીધું આ કામ;
પુત્ર અને પ્યારી મારીને, વેહેચું ધરીને હામરે. આ૦
માટે મુજને થાઓ ઉતેજક, આવીને સર્વ સુજાણ;
વારંમ વારે આ વાક્ય વદતાં, ભેદાયે મારાં પ્રાણરે. આ૦
નીશદીન જે સુખશાંત્તી લેનારાં, તે બણ્યાં આજ અનાથ;
તેઓને દાસ થવાને આજે, સોંપુ ઝાલીને હાથરે. આ૦

પડું છું વીખુટો એ રાહ.

જાવા તુંને કેતાં પામું, ખેદ હું આ વાર; ટેક.
તા૦ આજ્ઞા ધરી શીર, પ્યારા જાવા છું તૈયાર. ટેક.
હ૦ દુષ્ટ બણી કીધું મેં, પ્યારી કાજ અનુચીત;
સ્નેહ સર્વે ત્યાગી તમારો, સોંપુ હું આ હાર. જાવા૦
તા૦ સુર્ય વંશી દીપક પ્યારા, એ ન કહો વચન;
વીયોગથી ચીરાશે, મારી છાતી પ્રાણ આધાર.આજ્ઞા૦
હ૦ કુલ દીપક જે પુત્ર પ્યારો, પ્યારી પ્રાણઆધાર;
દુષ્ટ બણીને વેચ્યાં આજે, કીધાં નીરાધાર. જાવા૦
તા૦ પ્રાણાધાર પીયુ મારા, લેશ ન કરશો ખેદ;
ભેટો થશે હવે ક્યારે પ્યારા, એ કહો આ વાર. (મુરછા)
હ૦ વીધીયે લેખ લખેલ હશે તો, મળશું કોઈક વાર;
પ્રીયા નહીં તો છેલ્લા મારા, જાણુ નમસ્કાર. આજ્ઞા૦

(તારામતી મુરછા ખાય છે) **આશાગોડી** (સાવધ કરતાં)
સોચ તજે પ્રાણ પ્યારી, આ સમયે. ટેક.
રૂદન કર્યાનો વખત નથી આ, ધૈર્યથી જો તું વીચારી. આસ૦
સુખદુખ છે આ પ્રાણની સંગે, સત્ય કહું ઉરધારી. આસ૦
તુજ દુખ દેખી મુંજ દીલમાંહીં. લાય લાગે દુખકારી.આસ૦
સત્ય નીભાવશે ઈશ આપણનું, કરી કસોટી ભારી. આસ૦

**તારામતી— ગાયન.** (પીયુને તજાવનાર. એ રાહ.)

આવડો શો માંડયો પ્રભુ અમપર કોપ,
નીરાધાર કરી કીધું, સુખ સૌ અલોપ; ટેક.
પુર્વે હતાં કોણ ને શી દયા કીધી ઈશ.
હવે દુખની શીમા ન રહી જુગદીશ; આ૦
શી દશાયે પહોંચાવ્યા અમોને હે હરી,
સત્યપણું જાળવતાં શું બણ્યો અરી; આ૦
કઠોર શું આ વેળાયે દેવતા થયા,
કેમ દુખ પુંજ જોઈ ધરે ન દયા. આ૦

**રોહીત.— મરાઠી ચાલની સાખી.**

હે મુજપાલણ પુજ્ય પીતાજી, શીશ નામી કહું આજ;
દુર કરો નહીં આતમ સુતને, કરગરી કહું શીરતાજ.
લજ્યા તજીને વાક્ય વદો શું, હે સત્યવાન ભુપાલ;
ચીરાઈ કાંનહીં જાયે કઠોર તંન, તજતાં આ નાનેરૂં બાળ.
ખેદ નહીં કેમ કરો પીતાજી, વદતાં કુર વચંન;
પીપીલીકાપર પરવત પાડી, પામો અતી ઉછરંગ.
ન્યાઈ બણી કેમ નીર્દય થાઓ, સત્યવાદી હે સુજાણ;
જવા રૂપી મારી બાણ આ સુતનાં, શીદ વેધોછો રે પ્રાણ

**સત્યકીરતી—**(શાણી પુત્રી પધારતું સાસરે.) (મુરછા.)

કોપ શો પ્રભુ આ સમે, કેમ ભીડું હું હાંમ;
રાજનનું રૂપ જોઈને, કંપે ગાત્ર તમામ. ટેક.

બુરૂં ચાહું નીજ દીલમાં, કરવા અઘટીત કાંમ;
ધીઃકાર છે મુજ કર્મને, બણું નીમક હરાંમ. કોપ૦

પુર્વે જન્મે બહુ પાપ તો, મુજ હસ્તેથી કીધ;
કર્મ સંયોગે આવી નડ્યાં, આવા સમયમાં સીધ. કોપ૦

છોડ્યાં હશે પય પાનથી, બાલક માતુ થકી;
દ્રોહ કર્યો કુલ વીપ્રનો, માનું દીલમાં નકી. કોપ૦

(હરીશ્ચંદ્રને વેચવા માણુસો એકઠાં કરેછે.)

## મરેઠી ચાલની સાખી.

અરજ સુણો મમ પુરજનો સૌ, વીનતી કરૂં આ વાર;
અંન ઉદક સૌ ત્યાગ કરીને, આવો અરે આ વાર.

અવધ પતી મુજ નાથનો વીક્રય, નીરખવા નીરધાર;
સત્વર આવો સુજ્ઞજનો સહુ, ગ્રાહક બણી આ વાર.

પુત્રને પત્ની અવલથી વેચ્યાં, ધર્મ કારણ સુભ સાર;
વીધી સંયોગથી આપ વેચાયે, સત્ય કારણ આ ઠાર.

ખરીદ કરો કોઈ રંક વણીકનો, માલ ધરી મન હાંમ;
પરહીત કારણ નીજ વેચાયે, વીપ્રને આપવા દામ.

(હરીશ્ચંદ્રને સત્યકીર્તી જુદા પડતાં.) **કેરબો.**

**હ૦**—લેજે પ્રાણ પ્યારા વાલા મારા છેલા પ્રમાણ. ટેક.

**સત્યકીર્તી૦—**નહીં વદો હે નાથ અનાથ બણી. ટેક.

**હ૦** પુત્રનેપ્યારી ગઈ કદી દુરે,
તુજને જોઈને હુંતો પામતો આરાંમ. લેજે.

**સ૦** આવાં વચન સુણી આપનાં પ્યારા,

ઉઠે છે ઉરમાં જ્વાલ ઘણી. નહીં.

હ૦ તુજ સંગેથી કદી સુખ મલતે,
હવે બણ્યો હું હેરાંન હેરાંન. લેજે.

સ૦ સંગ લીયો મુને દુર ન કરશો,
ધરો ધ્યાન અરજ આ દીન તણી. નહીં.

હ૦ માયાને મોહતજી દેતું મનથી,
જવાની દેર જા મુને કાલ સેન ધામ. લેજે.

સ૦ આપ વીયોગ શી રીતે સહું હું,
તેથી પછી પેલા જાઓ મુજને હણી. નહીં.

હ૦ નહી બોલ એવું વાલા તું વીવેકી થઈ,
પ્રાણ ખોતાં પણ પામું સત્ય ધરી હામ. લેજે.

રક્ષણ કરે તારૂં ઈશ કૃપાલુ,
તજી ખેદ જા સ્વદેશ કરૂં પ્રણામ પ્રણામ. લેજે.

---

# પ્રવેશ ૧૩ મો.

**હરીશ્ચંદ્ર**—( સ્મશાનમાં ફરતાં ફરતાં )

**બનજારો.**

છે ગહનગતી પ્રભુ તારી, નહીં કળી શકે મતી મ્હારી. ટેક.
ક્યાં અવધપુરી મુજગ્રામ, ક્યાં વીશ્વનાથનું ધામ;
ક્યાં પુત્ર અને મમ પ્યારી, છે ગહનગતી પ્રભુ તારી. ૧
ક્યાં સગાંસહોદર મારાં, ક્યાં વનનાં કષ્ટ નઠારાં;
ક્યાં સ્મશાન ભૂમી ભારી, છે ગહનગતી પ્રભુ તારી. ૨
ક્યાં હય હસ્તી રથ સારા; ક્યાં ઘણી ખમા કેનારા;
ક્યાં સ્મશાનની રખવારી, છે ગહનગતી પ્રભુ તારી. ૩

છે ઈશની ગતી અપાર, સું વરણવું હું આવાર;
લખ્યા વીધીયેં અંક વીચારી, છે ગહન ગતી પ્રભૂતારી. ૪

**સત્યકીર્તી**—( પ્રવેશ કરતાં. ) **ગીતી.**

થાક્યો શોધી પુરમાં, મળ્યો નંહી મુજ અધીપતી આ વખતે;
હાર્યો હીંમત હુંતો, પગ નવ ચાલે મારા આ દુઃખતે,
કહું હું કોને ક્યાં જઈ, આ વીપત્તિમાં શું કરવું મારે;
સાગર સમ આ દુઃખથી, પાર જવું મુજ મલે નાથ ક્યાંરે.
નીચ નીંદય બહુ દુષ્ટી, અતી અધમ છે કાલસેન આંહીં;
દેશે દુઃખ બહુ એને, નહીં વીચાર કરે તે દીલમાંહીં.

---

# પ્રવેશ ૧૪ મો.

**રોહીતાશ્વ**—( સર્પડંસ કરે છે તે વખત. )

**ચોપાઈ ભેરવીની.**

આવો મીત્ર મારા નીરધારરે, ડસ્યો વીશધર મુજને આવાર;
અતી ક્રોધે કર્યો ડંસભારી, થાયે પીડાબણ્યો હું આજારી.
થાયે વ્યથા અતી શીરમાંહીરે, બણ્યો આજારી હું ભાઈ આહી;
મુજ દુઃખણી માતુને આ વાતરે, કેજો ધૈર્યધરી પ્રીયેભ્રાત.
એને દુખી થવા નહી દેશોરે, મણ્ બીના અરે મુજ કેશો;
કંપે કાય હવે વીશ્વનાથરે, ખોળે લેજો ગણીને અનાથ.

---

# પ્રવેશ ૧૫ મો.

**તારામતિ**—( રોહીતને વાર લાગવાથી અફ્સોસ કરેછે. )

**રાગ ઓખાહરણનો.**

હે જગપાલ દયાલ દામોદર, દીન બંધુ સુખ દાતા;

પુત્ર પવીત્ર પુણ્યવંન લેવા, ગમેલ ને કરજે તું શાતા.
માન્ય સુકન અરે ઈશ મુજને, થાયેછે વારંવાર;
થરથર કંપે કાય મારી, વરસે આંસુનીરેધાર.
ગદગદ કંઠે થઈ ઈશ પાસે, શીશ નમાવી ને વંદું
મારા રોહીતની રક્ષા રે કરજો ભવ પતી હે દીનબંધું.
દુખસમુહ સહન કર્યાની, કમી રહી નહીં ઈશ;
પુત્ર પત્ની પતી પરઘર પડીયાં, એક સત્ય કારણ જુગદીશ.
(રોહીતના મરણની છોકરા ખબર આપેછે ત્યારે)

**લલીત.**

અરર હાયરે ઓ હરે હરે, બાળ ક્યાં ગયો ઓ હરે હરે;
કઠણ કાળજું કાં કરી ગયો, અરર પુત્ર તું ગેબ ક્યાં થયો.
દુખણી માત આ શું હવે કરે, કઠોર શું થયો ભાઈ રેખરે;
હરી હરી હવે શી દશા થઈ, અપંગ હું બણી હે હરી અહી.
દુરજવા તુંને ના કહેલમેં, સરવ વીશરી શીખ ભાઇતે;
દયા નહીં ધરી માતની જરી, અરી બણીગયો દુઃખણીકરી.

---

# પ્રવેશ. ૧૬ મો.

**તારામતી**—(રોહીતના મુડદાની શોધ વનમાં કરવા જતાં રસ્તામાં)

**દયાલુ દેવ દયા તારી એ રાહ.**

અરે ઓ ઇશ હવે શું થાય, વીના રોહીત, -હૃદય ભેદાયં. ટેક.
ગઈ રાત્રી ઘણી હાગે, મળે નહીં પુત્ર તો ક્યાંયે; અ૦
અતી વીકાલ વનની મહીં, ફરી થાકી અહીં ને તહીં. અ૦
થાયે ઘોર શબ્દ બીહામણા, સહી દુઃખો રહી ન મણા. અ૦
કંપેછે કાય અરે મારી, બણી હું હાય દુખીઆરી. અ૦
આતે શો ન્યાય પ્રભુ તારો, હરી હાથે હવે મારો. અ૦
(રોહીતનું મુડદું પગે અથડાવાથી ખોળામાં લઈ ઘણોજ વીલાપ કરેછે.)

**(સૌ મીત્રી સોચનો ત્યાગ કરો હવેરે એ રાહ.)**

પ્યારા પુત્ર કેમ સુતો સ્વસ્થ થઈ નીરવાણુ,
રંક તુજ માતુનાં જશે વીયોગે પ્રાણુ; ટેક.
હાય હાય આ બનાવ આવો શો થયો,
સર્પડંસથી રોહીત સ્વર્ગમાં ગયો.
ભાઈ તુજ માતુની ન આવીરે દયા,
તુજવીણુ દીન દુખના બધા થયા.
સુમન સૈયામાં જે સુનાર બાલ આજ,
વીકટ વેરાનમાં સુતો હે મહારાજ.
ભાઈ ઉઠી ભેટતું સત્વર ભીડી બાથ,
રીશ સીદ રાખીછે તેં તુજ માતુ સાથ;

(હવે આ સંસારમાં જીવીને શુકરૂં, રોહીત જલાવીને પછી પ્રભૂમરૂં. સ્મશાન દુરછે પ્રભૂ, અહીથી બહુ જવુંછે તીહાં તેથી સહાયથા વીભૂ.)

---

# પ્રવેશ. ૧૭ મો.

**તારામતિ**—ચીતા ખડકતાં ખડકતાં વીલાપ કરેછે.

**મારા સ્વામિ બોલોને વાલા એ રાહ.**

અરર તારી આશી દશા ભાઈ; લાગે મુને રોમે રોમે લાઈ. ટેક
વાલા તુંતો ચીતામહીં સુતો, જોઈ હાય વ્યાકુળી થઈ હુંતો;
ડુબાવી દુઃખ દધીમાં ગયો તુંતો. અરર
અરે ઈશ આશી ગતી તારી, નીરાધાર કીધી તેં આ નારી;
જગત બાજી પુત્ર ગયે હારી. અરર૦
નાશ કર હવે હરી મારો, થયો પુત્રવીના જગત ખારો;

પડ્યો પંથે પુત્ર અરે પ્યારો, અરર૦ તારી૦

(હરીશ્ચંદ્ર મુડદાને ચીતામાંથી ઉચકી નીચે નાખી તારામતી સાથે કેટલુંક ભાશણ કરતાં પોતાની સ્ત્રી છે એવી મંગલ દોરાથી ખાતરી થતાં રોહીતનું મત્યુ થયું જોઈ બંનેનો પારાવાર વીલાપ.)

જોગી મત કરરે મામેણાવતી એ રાહ.

**હ૦**—મુજ પ્રાણ પીયારી, ખેદ ન કર કાંઇ ઉરમાં. ટેક.

**તા૦**—મુજ પ્રાણપતી આ, વેશ જોઈને દાઝું દીલમાં.

**હ૦** પુત્ર મરણ જોઈને પામું, દુખ હું પારાવાર;
અધીક દુઃખ માંહી ડુબાઉં, જોઈ પ્યારી નાર રે. મુજપ્રાણ૦

**તા૦** પુત્ર દુઃખથી વ્યાકુલ થઈ હું, રડતી પ્રાણઆધાર;
તેવામાં તો આપ દશા જોઈ, પામુ ક્ષોભ અપાર રે. મુજપ્રાણ૦

**હ૦** શોચ કરે શા સારૂ પ્યારી, નાહક પશ્ચાતાપ;
તુજ દુઃખ જોઈ લાગે મુજને, ઉરમાં પ્યારી કાપરે મુજપ્રાણ૦

**તા૦** સૌ ભૂપોમાં શ્રેષ્ટ ગણાતા, મારા જીવનહાર;
તેજ પતી આ નીચ ગતીને, પામ્યા આણી વારરે મુજપ્રાણ૦

**હ૦** ભવીષ્ય ગતી બલવાન અતીછે, એ તું પ્યારી જાણ;
સુખદુઃખ છે આ પ્રાણ સંગાતે, સત્યવદું હું વાણરે. મુજપ્રાણ૦

**તા૦** આપ તણું આ કામ ભયાનક, જોઈ કંપુ નાથ;
હજારો ઉપર સત્તા જેની, તેજ થયારે અનાથરે. મુજપ્રાણ૦

**હ૦** ધર ધીરજ તું પ્યારી મારી, કથન કહું આવાર,
સત્યને કાજે દુખ સમુહો, સહો કહું નીરધારરે. મુજપ્રાણ૦

**તા૦** આ બનાવ દ્રષ્ટેથી જોતાં ચીરાય છાતી મારી,
ધીક્કધીક્ક છે આ કાય કઠણને, કષ્ટ ખમે છે ભારીરે. મુજપ્રાણ૦

હ૦ સોચ કરેથી મટે નહીં પ્રીયે, વીધીયેં લખ્યું લલાટ;
સહન કર્યાવીણ છેડો છે નૈ, સુઝે ન ઘડવો ઘાટ રે. મુજપ્રાણ૦

તા૦ કેમ સહન કરૂં હું મનમાં, હે હૈયાનાહાર;
જે અંગે આભ્રણ અલોકીક, તે અંગે એ હાલ રે. મુજપ્રાણ૦

હ૦ હાલ એ હાલ બણ્યાં શું કારણ, તે તું દીલમાં ધાર;
પુર્ણ કસોટીવીનાં ન મલશે, ભવ દુખ ભંજન હાર. મુજપ્રાણ૦

**મુને ભુલી ગયો એ રાહ.**

**તારા૦**—થયો ઇશ વીસુખ, અમને આ સમે જો;
દુઃખ પડવા તણી, કમી રહી નહીં રે લગાર. ટેક.
દીયે ઝેર જનુંની, નીજ બાળને જો;
કરે ભૂપ અન્યાય નીજ રાજમાં અપાર. ઈશ૦
તેમ બન્યો છે બનાવ, એવો અમપરેં જો;
સત્ય પાલતાં પડયાં છે, દુઃખ શીર પારાવાર. ઈશ૦
બણ્યાં હાલ એ હાલ, સત્ય કારણે જો;
એ તો ઇશ ધરે નહીં, ધ્યાન આ પુકાર. ઈશ૦
દુઃખ ડાભ ઉગ્યા છે, શીર અમ તણે જો;
તોયે અંત હજુ, દુઃખનો ન આવ્યો હે મોરાર. ઈશ૦

---

# પ્રવેશ ૧૯ મો.

## સ્થળ—સ્મશાન.

**તારામતી**—કાશી રાજાના દીકરાનું ખુન કર્યાનું તોહમત તારામતી ઉપર આવવાથી તેને ગરદન મારવાની સજ્યાનો હુકમ થતાં સીપાઈઓ કાલસેન પાસે લઈ જાય છે ને ત્યાંથી હરીશ્ચંદ્ર પાસે લાવે છે તે વખત તેના પતીને સાવધ થઈ હીમત આપે છે.

## લાવણી.

અધબીચ મોબત તોડીએ એ રાહ.

હે પ્રાણનાથ ( ૨ ) ધરો દીલમાં હીંમત આજ,
ખડગ ધરીને નાથજી, તમો સીધકરો આ કાજ. ટેક.
દીલમાંહી આપ ( ૨ ) નવ કરશો લેશ વીચાર,
મુજ મૃત્યુ થશે આપથી, પ્રીયેપ્રાણતણા આધાર. હે પ્રાણ૦
શેવક પદનું ( ૨ ) તમો કરોને સાર્થકનાથ,
કરે કસોટી આપણી, ભવપતી ગ્રહશે પછી હાથ. હે પ્રાણ૦
સુખ સ્વર્ગતણું ( ૨ ) મુને મળશે હે મહારાજ,
ખડગ લઈ કરો નાથજી, શીર કાયથી જુદું આજ હે પ્રાણ૦

**હરીશ્ચંદ્ર**—( તારામતીને ગરદન મારતી વખત )

## ગજલ ભેરવીનો.

ખેંચી ખડ્ગ હાથ આજ, મારૂં સત્ય કાજનું;
પ્રીયા નહીં ચલીત, સત્યતાથી થાય આજતું. ટેક
અપાર દુઃખ આપણાંનો, આજ પ્યારી અંત છે;
સત્યતા સહુથી શ્રેષ્ટ, થાય મુજખંત છે. ખેંચી૦
તેથી આ અસીથકી, ઊડાવું શીશ તાહરૂં;
પુત્રને પ્યારી પછી, કાપીશ શીશ માહરૂં. ખેંચી૦
હું જેવા હજારો અરે, લાખો નાશ પામજો;
પણ સત્યતા નીર્બાધપણે, સર્વ ઠામ જામજો. ખેંચી૦

તલવાર મારવા જાય છે ત્યાં ત્રીમુર્ત્તિ બ્રહ્મા વીશ્નુને મહેશ આવી હાથ ઝાલે છે ને તે વખત સૌની પ્રાર્થના હરીશ્ચંદ્ર કરે છે.

## રાગ વીભાસ.

પ્રાંણગ્રહી રાખી લાજ, આવી ઈશ મારી. ટેક.
શીશનામું વારંવાર, તસ્દી લીધી આપે અપાર;

કરી નહીં ક્ષણવાર, કૃશ્નરે મુરારી. બાંધ્યુ૦

દુઃખ પુંજ પડવા તણી, કમી રહી નહીં કહીં;
સાય કીધી આવી અહીં; ધન્ય ત્રીપુરારી. બાંધ્યુ૦

દાસનાં દુઃખ અપાર, જોઈ ધાઓ તેણીવાર;
કષ્ટથી કરી ઉધાર, કરો સુખકારી. બાંધ્યુ૦

ત્રીમુર્તીનું દર્શથયું, દુઃખ સહુ દુરગયું;
સફલ કારજ સર્યું દીયો ભક્તી તમારી. બાંધ્યુ૦

(તમામ પાત્રો સાથે મળી.)

## રાગ કલ્યાંણ.

આર્ય બંધુઓ, નીત્ય સત્ય પાળજો,
વીંનતિ અમારી, અલ્પ ઉર ઉતારજો. ટેક.

હરીશ્ચંદ્ર આ અવનીમાંહીં, પુર્વે થયો ભૂપાલ,
સત્યપણું જાળવવા માટે, બણ્યો હાલ બે હાલ. આર્ય૦

પુત્ર પત્નીનીજ હાથે વેચ્યાં, મટયો નહીં દેણદાર,
નીચ ઘેર વેચાણો જાતે, સત્યકાજ નીરધાર. આર્ય૦

અગણીત દુઃખ સહ્યાં બહુ અંગે, પણ નહીં હાર્યો હામ,
પુર્ણ કસોટી થયેથી તેનાં, સુધર્યા સરવે કામ. આર્ય૦

બ્રહ્માંવીશ્નું મહેશ નારદ, ઈંદ્રિ અને સહુ દેવ;
પ્રસંનથઈ વરદાનજ આપ્યું, આવીને તતખેવ૦ આર્ય૦

માટે સત્યપણું જાળવજો, સર્વદેશી મીત્ર.
સ્વીકારશો શીખામણ સારી, જાણી સહુ પવીત્ર. આર્ય૦

ભુલ ચૂકની માફી માગી, જાઈ સહુ નીજધામ,
અવર ખેલમાં તસ્દી લઈને, પધારશોજ તમામ. આર્ય૦

☞ સમાપ્ત. ☜

# જાહેર ખબર.

અમારી પાસેથી નીચે મુજબ કીમતની ઓપેરાની ચોપડીયો બહાર પડીછે તો જે સાહેબોને જોઈતી હશે તેને રોકડે પૈસે વાકાંનેર આર્યહિત વર્ધક નાટક કંપની પાસેથી મળશે.

હરિશ્ચંદ્ર નાટકના ઓપેરા....................૩—૦—૨—૦
કેદારસીંહ પરમારના ઓપેરા.................૩—૦—૨—૦
સીતાસ્વયંવરના ઓપેરા.....................૩—૦—૨—૦
દીવાળી દુઃખદર્શક ફારસના ઓપેરા............૩—૦—૧—૦

એ રીતે પુસ્તક અમારી પાસેથી મળશે તથા વાંકાનેરમાં રા. રા. વકીલ કેસવજી દેવનંદ પાસેથી. સાણંદમાં રા. રા. જાની ભોળાનાથ ભાઈની પાસેથી. વઢવાણ શેહેરમાં જેશંકર મોરારજી પાસેથી. મોરબીમાં રા. ભટ ચકુ, વી. જુઠા પાસેથી ને ભાવનગરમાં બુકસેલર જમનાદાસ પાસેથી, તથા જેતપુરમાં રાઃ રા. પ્રેમશંકરભાઈ જેલર પાસેથી અમદાવાદમાં કૃપાશંકર ગંગાશંકર મહેતા. ઠે૦ પંચભાઈની પોળમાં પાટણમાં રા. રા. દશરથલાલ ગંગારામ પાસેથી. એ રીતે મળશે. તથા હવેથી અમારી તરફથી હરિશ્ચંદ્ર તથા કેદારસીંહની આખી બુકો બહાર પડવાની છે તેની વીગત હેંડબીલમાં વાંચેથી માલુંમ પડશે.

વીનંતી
ગ્રંથકર્તા.